પારડીનાં બાઇ બેનાબેન તરફથી મળેલા તથા સ્વ.

બેન રતનબેનના સ્મારકના દાનમાંથી પ્રગટ.

# શ્રી જલાલપોર તાલુકા રાષ્ટ્રીય શિક્ષક સમાજ

## પત્રિકા ૧

૨૬

ગૃહસ્થો,

આપણે આપણા દેશની ઉન્નતિ કરવા ચાહતા હોઈએ તો આપણા બાળકોને રાષ્ટ્રીય કેળવણી આપવી જોઈએ. મહાન પુરૂષો કહે છે કે જે વિદ્યાથી પ્રજાનું ખરૂં કલ્યાણ થાય તેનુંજ નામ રાષ્ટ્રીય કેળવણી. રાષ્ટ્રીય કેળવણી સફળ નથી થઇ એમ કહેનારાઓમાં ઘણા તો એવા છે કે જેમને રાષ્ટ્ર (એટલે પ્રજા), અને રાષ્ટ્રીય કેળવણી એ શી ચીજ છે તેનું ભાનજ નથીજ. અને તેથી તેઓ સરકારી શાળાઓમાં અપાતાં ગુલામી શિક્ષણનેજ ખરૂં શિક્ષણ માની બેઠા છે. કેળવણી એટલે કાંઇ આંક પાઠ મોઢે કરી પોપટની માફક બોલી જાય, તે નહિ, પણ બાળકના શરીર, બુદ્ધી અને હૃદયને શુદ્ધ અને સમૃદ્ધ બનાવે તેજ વિદ્યા. રાટ્રીય કેળવણીમાં આવું કેટલુંક તદ્દન નવું અને કેટલુંક જુનું છે. નવું ન સાંખનારાઓ આ શિક્ષણ ભણી ઘુરકીને કહે છે કે આ તો નવું ધતીંગ છે. પણ સમજુ માણસોએ નવી બાબતોમાંનું સારૂં સારૂં જોઇ નવું ગ્રહણ કરવું જોઈએ, અને ગામની રાષ્ટ્રીયશાળાને ઉત્તેજન આપી તેને ટકાવી અને

સુધારવી જોઈએ. કેટલીક બાબતો એવી છે કે જેમાં ઉપલક સારૂં નથી લાગતું પણ તેમાં ઢાંક્યું રત્ન હોય છે. દરેક માણસ જાણે છે કે પરમાત્માનું ભજન કરવું એ સારી વાત છે છતાં એનું પરિણામ નજરે જોવાનું નથી મળતું. એક માણસ આ પ્રાર્થના માટે સ્હવારમાં અર્ધો કલાક વીતાડે છે. હવે એટલાજ વખતમાં એક જણ ચારનો એક ભારો લાવે છે ને બે આના કમાય છે. કદાચ આ માણસ બીજા માણસને કહે કે, "આ કેવો મૂરખો છે? સહવારમાં માળા લઇ બેઠોબણ કરે છે એમાં એને શું મળે છે? હું એટલાજ વખતમાં બે આના કમાઉં છું" આ વાત સાંભળી દરેક જોઈ શકશે કે મૂરખ માણસ બીજોજ છે. પ્રાર્થનાનું પરિણામ તરત જોવા મળતું નથી છતાંય એના છુપા પરિણામનું મૂલ્ય પેલા દેખાતા બે આનાથી વધારે છે. રાષ્ટ્રીય કેળવણી વિષે આમજ સમજવાનું છે. એ બાળકો જયારે એક દશકા પછી નાગરિકો બનશે ત્યારે જ આનું પરિણામ નજરો નજર જોવાનું છે રાષ્ટ્રીય ભાવનાને પોષતું ને કેળવતું એ શિક્ષણ ભવિષ્યમાં બાળકના અંગેઅંગમ જીવંત ચેતન રેલાવી રહેશે.

કેટલાંક માબાપો એવાં હોય છે કે જો પોતાનો છોકરો પારકાના ભલા માટે કંઈ કામ કરે કે જોખમ વહોરે તો નારાજ થાય છે. માબાપો પોતાનેજ પોતાના બાળક માટે આદર્શ માની બેસે છે. જમાનો આગળ વધે છે. કાલે હતું તે આજે નથી ને આજે છે તે કાલે નથી. આ જમાના સાથે તદનુરૂપ શિક્ષણ પણ બદલાવુંજ જોઇએ. જુઠું બોલવું, મતલબી આંધળા થવું, વ્યસનના ગુલામ

થવું, રૂઢિને ચિલે ચાલવું, આવા આવા કેટલાયે નાલેશી-ભર્યા અવગુણો માબાપમાં હોય ને બાળક જો એથી બચી શકે તે જોઈ એવાઓ રાષ્ટ્રીય કેળવણીને સાંખી શકતા નથી. સરકારી શાળામાંથી ભણી ઉઠેલાં છોકરાં સ્વચ્છંદી નીકળે કે ઉદ્ધત બને તો દોષ કોને દેવા જવો પણ રાષ્ટ્રીય કેળવણી પામેલો વિદ્યાર્થી સત્ય બાબતમાં પણ જરાક સામો પડે તો બિચારી કેળવણીના ભોગ ફરી વળ્યા. જ્યાં ખરી સ્વચ્છંદતા છે ખરી અનઘડતા છે ત્યાં અશકિતથી કશુંય બોલાતું નથી ને જયાં સાચા શિક્ષણની તાજી રૂપરેખા મળે છે ત્યાં હુકી ઉઠવું એ કેવો ન્યાય ?

કેટલીક વ્યકિતઓ કહે છે કે બે વરસ ઉપર અમારાં છોકરાં માસ્તરોથી બીતાં ફરતાં હતાં. સોટી જોઇ લપાતાં ફરતાં હતાં. અરે મારના જોરે સહવારમાં જ ધુણવાને ગણગણવા મંડી જતાં હતાં "સોટી વાગે ચમચમ ને વિદ્યા આવે ધમધમ" વાત એ છે કે તેઓ માસ્તાર સાહેબ હતા ને અત્યારે શિક્ષકો ગુરુજી છે. નિશાળ એ કેદખાનું નથી કે બાળકોને મન એ હાઉ જેવી લાગે. શિક્ષકો શું બાળકોના દુશ્મનો છે કે વિદ્યાર્થીઓ તેનાથી નાસતા ફરે. શિક્ષક એ તો બાપ જેવા છે એ તો આખા જીવનના ગુરૂ છે. જે પ્રેમથી થાય છે તે ધાકથી થતું નથી. ઘરસંસારની બાબતમાં વડીલ જેટલું ધાકથી કહી ન શકે તેટલું પ્રેમને મીઠાશથી કહી શકે છે. એમજ નિશાળ માટે પણ સમજવાનું છે. નિશાળ એ એક મોટું ઘર જ છે, ને તેમ હોય તોજ બાળકનો ને દેશનો ઉદય છે. પાંચ વર્ષના નાના બાળક પાસે એકડાજ ઘુંટાવ્યા કરવા, રમવા કુદવાને સરજાએલો

વખત છીનવી લેવો, ને અકાળે નમાલું ને ડાહ્યું બનાવી દેવું એ રગશીઆ ગાડામાં કંઇજ લાભ નથી. બાળકને કંટાળો ન આવે ને બુદ્ધિ તથા શરીર સાથે સાથે ખીલે એવી કેળવણીની ખાસ જરૂર છે. બાળકના મગજ ઉપરથી બીક અને શરમની રાક્ષસી અસર દૂર થવી જોઈએ. શાળા એ બાળકને મહાડાની કોટડી લાગવી ન જોઇએ. એમને મન શાળા એ આનંદનું મંદિર હોવું જોઈએ અભ્યાસ એ આવી પડેલો બોજો ન હોવો જોઇએ. પરંતુ પ્રેમથી પીરસેલો સરસ્વતી દેવીનો પ્રસાદ હોવો જોઇએ. પ્રત્યેક બાળકના મનમાં એવું ઠસી જવું જોઈએ કે તે એક દૈવી કાર્ય કરવાને માટે આ દુનિયામાં જન્મ્યો છે અને તે કાર્ય પાર પાડવાની શકિત આ કેળવણીથી મેળવી રહ્યો છે.

હમેશાં ઘણી જગ્યાએ 'કાગનો વાઘ' થયા કરે છે. પોતાના દોષ કોઇ જોતા નથી. ટીકા કરતાં પહેલાં પોતા પ્રત્યે કોઇ આંગળી પણ ચીંધી ન શકે એવું ચારિત્ર ઘડી રાખવું જોઇએ. ગામના ઘણા મોટેરાઓ ભણ્યા ગણ્યા નથી હોતા. જમાનાની પ્રગતિને ને તેમને બાર હાથનું છેટું હોય છે. એથી બાળકને તેઓ રમતાં કે ફરતાં જુવે કે તરતજ પોતાની મંડુકવૃત્તિથી બોલી નાખે છે કે "આવાં આવાં કેટલાંક ધતીંગો કયાં કરશો? "આજ સુધી આવું કંઈ ન હતું. અમો કયાં રમવા, ને ફરવા દોડતા હતા? અમારૂં ગાડું ચાલ્યું તે એમનું નથી ચાલવાનું?" પરંતુ એમણે જાણવું જોઈએ કે 'નામ તેનો નાશ, છે, જે, નકામું છે તે ચાલ્યું જાય છે ને જમાના સાથે નવું આવતું જ જાય છે; માણસ ઘરડું થાય,

આક જુનું થાય એટલે કુદરત જ તેનો નાશ કરે છે. જુની પ્રથાઓ પણ આમ ચાલી જશે ને આપણે જોતા રહી જવાના.

આવી નવીન કેળવણી–રાષ્ટ્રીય કેળવણી સામે વિરોધો થવાનાજ. એક માણસ સાવરણી લઇ લાંબા વખતનો કચરો સાફ કરતો હોય તો એ ધુળની રજકણો ઉડીને એમને હેરાન કરવાનીજ. પરંતુ એ માણસ મક્કમ રહે તો આખરે કચરાને વળાઇ જવુંજ પડશે. આ કેળવણીનું કામ ઉપાડનાર માણસો પણ આમ હંમેશ મક્કમ રહેશે. પોતાનું કામ જેમણે ઉપાડયું છે તેઓ સુકી રોટલી ખાઈને પણ આગળ વધવાના છે. આજે દેખાતું પરિણામ જોવાનું ન મળે તોયે ભવિષ્યના એ શુભકારક પરિવર્તન માટે એઓ પાછું વાળી જોવાના નથી. આવા અડગ નિશ્ચય સાથે આપણા તાલુકામાં કેટલીક રાષ્ટ્રીય શાળાઓ ચાલી રહી છે. ગામના કેટલાયે માણસોની આર્થિક અને માનસિક હેરાનગતિ છતાં તેઓ જીવી રહી છે. !

પરંતુ સમાજ અને કેળવણીકારો વચ્ચે આવી વિષમ સ્થિતિ રહે એ કયાં સુધી પરવડે ? તેથી લોકો સમક્ષ રાષ્ટ્રીય–સાચી કેળવણીનું શુદ્ધ સ્વરૂપ રજુ કરવા બનતુ કરવા જ. તા. રા. શિક્ષક સમાજે કમર કસી છે. શિક્ષણને વધુ લોકપ્રિય બનાવવા ને વધુ આકર્ષક બનાવવા સાચા પ્રયત્નો કરવા એણે યોજનાઓ ઘડી છે. હરેક કાર્ય સહકારથી થાય છે તેટલું એકલપેટાઈથી થતું નથી. આથી તાલુકાના સમાજનો સહકાર આ સંસ્થા માગી રહી છે તો જેમને સાચી રાષ્ટ્રીય કેળવણીમાં સત્ય તત્વ

નજરે ચઢે છે તેમણે તન મન, ધનની બનતી મદદ કરવી એ ઈચ્છવાજોગ છે. કોઇપણ બાબતનો જાતે તપાસ કર્યા પછીજ અભિપ્રાય આપવો જોઈએ.

। ણ માણસ કામ કરતો હોય તેને જો બીજો કોઇ મદદ ન કરે ને પછીથી બુમ મારે કે તેમનું કામ સારૂં થતું નથી એ મુર્ખાઈ ભરેલું છે. જે માણસ રાષ્ટ્રીય કેળવણીને તન, મન વા ધન કશાયથી જરા પણ મદદ કરતો નથી ને પછી કહે કે રાષ્ટ્રીય કેળવણી નિષ્ફળ નીવડી છે એ અયોગ્ય છે. જેના વિષે આપણે કશુંય કરતાં નથી ને કેટલાક થોડુંક કરે છે ને તેને ઉત્સાહભંગ કરવા એ કેવું અયોગ્ય છે? આપણે જે નથી કરી શકતા તે બીજા કરી લે તો તેને આપણાથી બનતી મદદ આપવી જોઈએ, આ વાત ઘણાંયે ગામો કે જ્યાં રાષ્ટ્રીય શાળાઓ નથી તેમણે ધ્યાનમાં લેવાની છે તેઓ ખાસ અમુક ગામને મદદ ભલે ન કરે પરંતુ તેમણે સમગ્ર તાલુકાને નામે એક સાચી કેળવણીને ખાતર મદદ કરવીજ જોઇએ.

કોઈપણ બાબતની જાતે તપાસ કર્યા પછી જ અભિપ્રાય આપવો જોઇએ. નિરાશ થયેલા અગર રીસાએલાઓના બ્યાનથી રાષ્ટ્રીય કેળવણીને ખોટી માની બેઠેલા ઘણાએ આ વાત વિચારવાની છે. તો આથી રાષ્ટ્રીય કેળવણીમાં રસ લેનાર હરેક ભાઇને વિનંતી કરવામાં આવે છે કે તમારા તાલુકાના શિક્ષક ભાઈઓએ ઉપાડી લીધેલા આ કાર્યમાં તન, મન, ને ધનની બનતી મદદ આપવા કૃપાવંત થશો. કોઇપણ શાળા માટે ને કેળવણીના કોઇપણ અંગ માટે તમો મંત્રીને પુછી શકો છો.

જવાબ દરેકને અચુક આપવામાં આવશે. આ સમાજ તરફથી આ દિશામાં પ્રકાશ પાડવા હજુ વધુ પત્રિકાઓ ચાલુ રહેશે. આ પત્રિકાઓ જેઓ પ્રચાર માટે મંગાવશે તેમને મોકલી આપવામાં આવશે

પરદેશ વસતા ભાઈઓને આ વાત ખાસ ધ્યાનમાં લેવાની છે. રાષ્ટ્રીય કેળવણીના ખરા પોષક તમોજ યા છો તેથી દેશ પ્રત્યે કેળવણી પ્રત્યે, ને સમાજના ઉદય પ્રત્યે જેમને જરી પણ માન હોય તે હરેક પ્રકારની સહાયતા આપી શકે છે. પોતાને કયા પ્રકારની મદદ કરવા ઈચ્છા છે એ જણાવતાં તેમને તેની વીગત પુરી પાડવામાં આવશે. અમોએ અત્યારે નીચે પ્રમાણે આખા તાલુકા માટે કામ ઉપાડયું છે.

૧) જલાલપુર તાલુકાની દરેક શાળાને (સરકારી સુદ્ધાંત) ગામને શિક્ષણના કામમાં પત્રિકાઓ, પુસ્તકો, ને વ્યાખ્યાનો માર્ફતે મદદ કરવી.

૨) દર વરસે બાળકો ને શિક્ષકોનું સ્નેહ સંમેલન કરી (૧) બાળકોની શારીરિક શકિત જેમ કેળવાય તેવી રમતો રમાડવી. (૨) બુદ્ધિ બળને જ્ઞાન વધે તેવા સંવાદો ને નાટય પ્રયોગો કરાવવા (૩) બાળકોએ બનાવેલ નમૂનાઓનું પ્રદર્શન ભરવું ને આમાં પ્રથમ આવનારાઓને સારૂં કામ કરનારાઓને ઇનામ આપવાં.

(૩) તાલુકાનું કંઠસ્થ સાહિત્ય ભેગું કરી સમાજ જીવન સામે ખડું કરવું.

૪) શાળાઓ ને ગામોમાં રેંટીઆ વગેરે ગૃહોદ્યોગો ચાલુ કરવા કરાવવાને સહાય કરવી.

૫) શાળામાં અને ગામોમાં પુસ્તકાલયો થાય તેવી યોજનાઓ કરવી.

૬) અભ્યાસ પાઠોની નોંધ તૈયાર કરાવવી, અને તે ઉપરથી બનતી ત્વરાએ પાઠ્ય પુસ્તકો રચવાં રચાવવાં.

૭) ગરીબ વિદ્યાર્થીઓને હુશિયારીના પ્રમાણમાં મદદ કરવી કરાવવી; જાહેર હરિફાઇ કરાવી લાયક વિદ્યાર્થીઓને જુદા જુદા વિષયો માટે ઈનામ આપવાં.

૮) બાળકોને પ્રાર્થના કરાવવી ને કરવામાં પૂર્ણ સહાય આપવી. આ બાબતો માટે જીજ્ઞાસુઓને પત્ર વ્યવહાર કરવાની વિનંતિ છે.

લિ૦ સેવકો,

જ.તા. શ. શિ. સમાજ કાર્યાલય;
ઠે. કુમાર મંદિર પારડી(સરપોર)
પો. અષ્ટગામ. નવસારી થઇને

કિશોરભાઇ મોતીભાઇ પટેલ.
ગોવિંદજી ભૂલાભાઇ પટેલ.
મંત્રીઓ જ. તા. શ. શિ. સમાજ



## પારડી (સરપોર) સં. ૧૯૮૧ માગશર વદ ૫

અત્રેની શાળામાં રાષ્ટ્રીય શિક્ષક સમાજની ત્રીજી વાર્ષિક સભા આજ રોજ મળી હતી જેમા નીચે જણાવેલા સભ્યો હતા.

શ્રી દોલતભાઇ ડાહ્યાભાઇ અમલસાડ
,, ભીખુભાઇ નીછાભાઇ ,,
,, દોલતરાય ખંડુભાઇ ,,
,, કિશોરભાઇ મોતીભાઇ પારડી
,, ગોવિંદભાઇ ભુલાભાઇ ,,
,, ભીમભાઇ નારણજી મુનસાડ
,, દયાળજી રણછોડજી ,,
,, પરાગજી ગોપાળજી સીસોદરા
,, લલ્લુભાઇ ગુલાબભાઇ ,,
,, મણીલાલ લલ્લુભાઇ ,,
,, ભીખુભાઇ દયાળજી ,,
,, મગનલાલ નરોતમ ,,
,, પરભુભાઇ ખુશાલભાઇ પટેલ સાતેમ
,, વશનજી ભુલાભાઇ કરાડી
,, પરભુભાઇ લખુભાઇ ,,
,, મોરારજી નારણભાઇ ,,
,, નાગરજી લલ્લુભાઇ ,,
,, લાલભાઇ કેશાભાઇ ,,
,, કુંવરજી સાતેમ
,, લાલભાઇ ,,

તદઉપરાંત વિદ્યાપીઠના નિરીક્ષક શ્રીયુત્ કાલીદાસભાઇ. પણ [illegible] શ્રી આવી રહ્યા હતા.

શરૂઆતમાં પ્રમુખશ્રીએ પોતાનું સ્થાન લીધા પછી નીચે મુજબના ઠરાવો ઉપર ચર્ચા શરૂ થઇ હતી, અને દરેક ઠરાવ સર્વાનુમતે પસાર કરવામાં આવ્યા હતા.

ઠરાવ ૧. વિદ્યાપીઠના ધોરણ પ્રમાણે આપણી શાળાઓને અનુકૂળ પડે એવો એક સરખો અભ્યાસક્રમ નક્કી કરવા.

અ. દરેક શાળામાં સત્ર પુરતું અભ્યાસ પત્રક બનાવવું અને તેની નકલ મંત્રી તરફ નોંધ માટે મોકલી આપવી.

બ. એ પ્રમાણેના અભ્યાસક્રમો પૈકી જેમાં ખામી જણાય તેમજ વિશેષતા જણાય તે સૂચિપત્ર દ્વારા જાહેર કરવું.

ક. શાળામાં ચલાવવામાં આવતા અભ્યાસના પાઠોની નોંધ શિક્ષક જાતે તૈયાર કરે અને એવી નોંધ પોથીઓનું પણ સૂચિપત્ર દ્વારા અવલોકન કરવું.

ઠરાવ ૨ (અ) જબાલપુર તાલુકાના કુમાર મંદિરોમાં વિદ્યાપીઠ નિયત કરેલા નિરીક્ષક નિરીક્ષણ ભલે કરે પરંતુ પરીક્ષણ તાલુકાના મંત્રીજી અને અમલસાડ વિનય મંદિરના આચાર્ય યોગ્ય શિક્ષકની જરૂર પડે મદદ લઇ કરે.

બ વિદ્યાપીઠના નિરીક્ષક દરેક શાળામાં કમતીમાં કમતી બે દિવસ રહી પ્રત્યક્ષ શિક્ષણના પાઠનો લાભ આપે તેમજ ગામ લોકોમાં ભળી લોકોની વૃત્તિ અનુકુળ કરવાના પ્રયત્ન કરે. (આ ઠરાવની નકલ નિરીક્ષક તેમજ વિદ્યાપીઠને મોકલી આપવા મંત્રીજીને સત્તા આપવામાં આવે છે.)

ઠરાવ ૩. સમાજના સભ્યોની તેમજ આમંત્રિત વિદ્વાનોની એવી એક વ્યાખ્યાનમાળા ગોઠવવી કે જે દ્વારા હરકોઇ શિક્ષક યા વિદ્વાન હરકોઇ શાળામાં અમુક વખતે જઇ ત્યાં રહીને હરકોઇ વિષયનું વ્યાખ્યાન યા શિક્ષણ આપે અને એવી રીતે દરેક શાળાને એનો લાભ અચૂક મળે, એવી ગોઠવણ કરે અને તે જાહેર કરે.

ઠરવ ૪ નિયમિત ક્રમ ઉપરાંત નીચેનો વિશેષ ક્રમ દરેક શાળાએ સ્વીકારવો.

અ. તાલુકાની શાળાઓ તરફથી પ્રદર્શનનું સાહિત્ય ઉપસ્થિત કરવું અને તેની નોંધ સૂચિપત્રદ્વારા જાહેર કરવું, આ બધું પ્રદર્શન સાહિત્ય જીલ્લા પ્રદર્શનમાં આકર્ષક બને એવો પ્રયાસ દરેક શિક્ષકે કરવો.

બ. દરેક શાળામાંથી લેખન, સંગીત, લોક સાહિત્ય, રાસ ગરબા, રમત ગમત, કસરત, વાગ્વિદ્યા (અંત્યક્ષરી ભાષણ, ખબર વાચન), કવાયત સંવાદો, બાગ કામ, શીવણ ગુંથણ, ચિત્રકળા, કિન્ડરગાર્ટન, ઉદ્યોગ ( કાંતણ, પીંજણ; વણાટ, સુથારી અને હરકોઇ કળા) વિગેરેમાંથી દરેક વિદ્યાર્થી હરકોઇ માં પ્રવિણ થાય, અને તેવા વિદ્યાર્થીઓની સાર્વત્રિક હરિફાઇ ગોઠવી સ્નેહ સંમેલન ઉજવવું. દરેક શાળા પણ આને અંગે પૂર્ણિમાં જયંતિ વિગેરે ઉજવે તેની નોંધ લેવી.

ઠરાવ ૫. સમાજ તરફથી લોક સાહિત્ય ભેગું કરવાની વ્યવસ્થા કરવી અને તેનો પ્રચાર દરેક શાળામાં સૂચીપત્રદ્વારા કરવો.

ઠરાવ ૬. સમાજના ઉપયોગને સારૂ એક ફંડ ચાલુ કરવા માટે જાહેર પત્રિકાઓદ્વારા જનતામાં પ્રચાર કરવો અને તેને પરિણામે ભરાયેલા નાણાંનો ઉપયોગ સમાજને હસ્તક રહે. દરેક સભ્ય ( પોતાની શાળાને નામે ખાસ કરીને નહિ) રાષ્ટ્રીય કેળવણીને અર્થે જે નાણું મેળવે તે સમાજની સીલક તરીકે જમા કરાવે- આ ફંડ માટે સમાજ તરફથી વખતો વખત પત્રિકાઓ જાહેરમાં મુકવી અને સાથે સમાજના કાર્યનો રીપોર્ટ આપવો. આવી રીતે આફ્રીકા વિગેરે પરદેશોમાં પણ ચળવળ કરવી. આ કાર્ય માટે એક સાત્રિક નિવેદન પત્ર સતત્ ચાલુ રાખવું, અને તેમાં તાલુકાની પ્રગતિ જણાવવી આવા નિવેદનો દરેક ભાઇ પોતાની લાગે મોકલે. આ ફંડનો ઉપયોગ ગરીબ વિદ્યાર્થીઓને મદદ કરવામાં, ઇનામ વહેંચવામાં તેમજ પર્યટન વિગેરેમાં કરવો.

નોંધ.ઉપર જણાવેલ સાત્રિક નિવેદન પત્રમાં દરેક શાળા તરફથી નિયમિત રીતે આવતી અભ્યાસપત્રકોને લગતી સૂચનાઓ તથા સાહિત્ય તેમજ શિક્ષકોની પાઠ નોંધ, આકસ્મિક મુલાકાતો, ખાસ પ્રસંગો અને અન્યજાણવા જેવી વિગતો જેવી કે શાળાઓનું સ્નેહ સમેલન, પ્રદર્શન, તથા સ્થાનિક આમંત્રિત વ્યાખ્યાતાઓનો પ્રોગ્રામ તેમજ નિરીક્ષકનો પ્રોગ્રામ વિગેરે સમાજની સાત્રિક સભામાં પ્રચાર કર્યા બાદ બહાર પાડવું.

ઠરાવ ૭. સમાજની વાર્ષિક સભા દેવ દિવાળીની રજામાં અને સ્નેહ સંમેલન ચૈત્રી પુર્ણિમાએ રાખવા.

ઠરાવ ૮. સમાજ તરફથી વિદ્યાપીઠને અને તાલુકા સમિતિને એક એવી અરજી મોકલવી કે સમાજને એક અમુક રકમ ગ્રાંટ તરીકે આપે. દરેક શાળાને વિદ્યાપીઠ યા તાલુકા સમિતિ પહોંચી ન શકે અને સમાજ તરફથી દરેક શાળાને શિક્ષણ વષયક મદદ મળતી રહે તો તે માટેનો ખાસ ખર્ચ વિદ્યાપીઠ તરફથી મળે એ ઇચ્છવા યોગ્ય છે.

ઠરાવ ૯ अ ત્રિવેદી વાચન માળા પુસ્તક તરીકે નિષ્ફળ લાગે છે માટે તેને યોગ્ય પુસ્તક તરીકે ચલાવવી બંધ કરવી. ( ब ) વિદ્યાપીઠે ત્રિવેદી વાચનમાળાની ભલામણ કરેલી હોવાથી વિદ્યાપીઠને ભલામણ કરવામાં આવે છે કે એને ફરી તપાસી ભલામણ યોગ્ય છે કે અયોગ્ય તેનો નિર્ણય જાહેર કરવો. આ સંબંધી વિદ્યાપીઠ સાથે જરૂરનો પત્ર વ્યવહાર કરવાની સત્તા સુનસાડ કુમાર મંદિરના આચાર્ય શ્રી ભીમભાઇને આપવામાં આવે છે.

ઠરાવ ૧૦ આવતી કપાસની મોસમમાં મુષ્ટિ ફંડ દ્વારા કપાસ ભેગો કરી મહાસભાના કંતામણના ઠરાવનો અને તો વધારે અમલ કરવા નીચે પ્રમાણે વ્યવસ્થા કરવામાં આવે છે—

(૧) સીસોદ્રા, સાતેમ, પાારડી અને મુનસાડ, (૨) અમલસાડ અને કછોલી, (૩) કરાડી. મટવાડ અને ઓદાલી.

ઉપર પ્રમાણે એ શાળાના શિક્ષકોએ સાથે મળી આસપાસના ગામોમાંથી પોતા પૂરતો કપાસ ઉઘરાવવા પ્રયત્ન કરવો.

ઠરાવ ૧૧ નવા વર્ષ માટે નીચે મુજબની કાર્યવાહક સમિતિ નીમવામાં આવે છે.

શ્રી પરભુભાઈ ખુશાલભાઇ ( પ્રમુખ )
,, કિશોરભાઇ મોતીભાઇ } મંત્રીઓ.
,, ગોવિંદભાઇ ભુલાભાઇ
,, દલપતભાઇ ડાહ્યાભાઇ
,, વશનજી ભુલાભાઇ
,, દોલતભાઇ ખંડુભાઇ
,, પરાગજી ગુલાબભાઇ
,, ભિખુભાઇ દયાળજી
,, ભીમભાઇ નારણજી

આ ઉપરાંત કછોલીના આચાર્ય તરફથી મૂકાવેલ અને કાર્યવાહક સમિતિએ વાર્ષિક સમેલન માટે મુલતવી રાખેલ નીચેનો ઠરાવ સર્વાનુમતે ઉડી ગયો હતો.

રવિવાર ને બદલે સોમવારની રજા પાડવી એ આર્થિક દ્રષ્ટિએ હાનીકારક અને વ્યવહારિક દ્રષ્ટિએ અગવડ ભરેલી હોવાથી ફરી પાછી સોમવારને બદલે રવિવારની રજા ચાલુ રાખવી,

નિયમ મુજબ વાર્ષિક હેવાલ તથા હિસાબ મંત્રી તરફથી રજુ કરવામાં આવ્યા હતા. અને તેને સર્વાનુમતે મંજુર કરવામાં આવ્યા હતા.

સભાનું કામકાજ પૂરૂ થયા બાદ નિરીક્ષક શ્રી કાળીદાસભાઇએ પ્રાસંગિક વિવેચન કરી મંદિરોને માન્ય અમાન્ય કરવાનું વિદ્યાપીઠનું ધોરણ આંતરજ પ્રશ્ન અને હિંદુ મુસ્લીમ ઐક્ય વિગેરે પ્રશ્નોપર પ્રકાશ પાડ્યો હતો.

છેવટે પોતાનું કામ છોડતા પ્રમુખ મંત્રી તેમજ સભાને આશ્રય આપનાર અને સર્વ વાતની સુંદર જોગવાઇ કરનાર ભાઇનો ઉપકાર માની સભા વિસર્જન થઇ હતી.

પારડી (સહપોર) }
પોષ્ટ અષ્ટગામ. }

લી૦ સેવકો,

'નવયુગ' મુદ્રણાલય—સુરત.